# ઍક્ષૅલસીયર મ્યુઝીક ગાઇડ.

રૂસ્તમજી બરજોરજી છાપગર.

## મરહુમ ભાઇ અરદેશર મનચેરજી ખોદાયજી.



જનમ
તા. ૨૨ મી ફેબરવારી. ૧૮૬૩.

મરણ
તા. ૨૨ મા સપ્ટેમબર. ૧૯૧૬



મારા મરહુમ માનવંત મિત્ર અને ગોઠયા,

# ભાઇ અરદેશર મનચેરજી ખોદાયજી,

જેવન સાથે ધી ન્યુ હાઇ સ્કુલના મ્યુઝીક ટીચર તરીકે

મેં ઘણાંએક સુખી વરસો પસાર કીધાં છે,

તેવણની દરેક જાતનાં ઇંગ્રેજી વાજીંત્રોમાં

બહોલી પ્રવીણતા,

તેમજ

એકમાર્ગી સ્વભાવ, અને મિત્રો તથા શીષ્યો તરફની

ભાઇબંધીની યાદમાં

ઇશ્વર એમના પાક રૂહને સદા શાંતી બક્ષે

એવી અંતઃકરણની દુવા સાથે

આ અદના પુસ્તક અર્પણ કરૂં છું.

રૂ. બ. છા.





# મરહુમ નેક મિત્ર

## ભાઇ અરદેશર મનચેરજી ખોદાયજીની

## ભલી યાદમાં.



રાગ-માલકોસ-તાલ દીપચંદી-માત્રા ૧૪.

રાહ-કરમ કર મેરે હાલ પર અયે કરીમ.

અજલ-ના ફરેશ-તા-એ-લી-ધો-તુંજ ભોગ,
રસ કસ-સૌ-ગ-યો-ને ફ-ર્યો-સંજોગ—અજલના.
દીલમાં-તેં-ગા-યા-બહુ-ઉમન-કીધી,
સદા કાજ-હમો-ને-જુદાઇ--તેં-દીધી—અજલના.
રચના-તુંજ--ગાયણુ--ની-કોણુ-ન-કલ-કરશે,
મઝાહ--ત્હારાં--મ્યુ--ઝીક-ની-યાદ-ગાર-રહેશે—અજલના.
ન ભુ-લા-શે-હુન-નર-તુંજ-કર-ના-રો-શાદ,
ચેહેર ત્હા-રો-હંમે-શા-રહે-શે-હુયાં-યાદ—અજલના.
રમત-ત્હા-રી-સ-દા-કાલ-કા-યમ-થશે,
જીંદગી તુંજ-ગઇ-પણુ-ન-કી-ર્તી-જશે—અજલના.
ખોટ ત્હા-રી-મી-ત્ર-મં-ડ-ળે-ખમી,
દા-યમ-ને-કા-યમ-યાદ-ત્હા-રી-રમી—અજલના.
યકીન ત્હા-રૂં રાખ-શે-સદા-કા-લ-નામ,
જીગર-માં-કોત-રાશે-સદા-તુંજ-કામ—અજલના.



# ઍક્ષલસીયર મ્યુઝીક ગાઇડ.



આ ગાઇડમાં શરૂઆતના શીખનારાઓને માટે ૨૫ આરોહી–અવરોહી સારીગમ, તેમજ લગભગ જુદા જુદા જાણીતા ૬૦ રાગોના ૧૦૦ ઉપર સુંદર ભકતીભાવના શબ્દોમાં રચેલાં ગાયનો, તેમજ બીજાં ૨૫ ઉપર કવ્વાલી, હીન્દી ભજનો તેના અસલ શબ્દોમાં તેમની સારેગમ નોટેશનમાં આપવામાં આવ્યાં છે. તેમજ થોડાક સમાયેલા રાગોના રાગ સ્વરૂપ પણ આપવામાં આવ્યાં છે.



## આવૃતી પહેલી.



નકલ ૨૦૦૦.

રચી છપાવી પ્રગટ કરનાર.

## રૂસ્તમજી બરજોરજી છાપગર.



ઇ. સ. ૧૯૧૯.





---

ધી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઑર્ફનેજ કેપટન પ્રીંટીંગ વર્કસ, નંબર ૧૪૧ લાલબાગ, પરેલ, મુંબઇમાં મી૰ મેહેરજી એરાંમજી મીઠાઇવાલાએ છાપ્યું છે, અને મી૰ રૂસ્તમજી બરજોરજી છાપગરે, ફીરદોસ મ્યુઝીક કલાસ. ના. ૨૩, ફ્રીયર રોડ, કોટ, મુંબઇ મધે પોતાને માટે પ્રગટ કીધું છે.



કિંમત રૂપિયા બે.

# પ્રસ્તાવના.



**સંગીતના મેહરબાન શોખીન બાનુઓ અને ગ્રહસ્થો !** આ મારૂં નાનું સંગીતનું ચોથું પુસ્તક સંગીતની શોખીન આલમની હજુરમાં રજુ કરૂં તે આગમજ હું સૌથી પેહલાં તે **પાક પરવરદેગાર જે અંજીમ કુદરતનો સાહેબ છે, તેના મુબારક નામની ખરાં દીલથી આરાધના કરૂં છું,** જેના **પાક નામની બરક્તે** આ વખતની **મારી હજારો મુરકીલો** તેમજ **અનેક અડચણો** એક ઘડીમાં દુર કીધી છે.

**સંગીતની શોખીન આલમને** બરાબર રોશન છે કે આ મારી કાંઇ પેહલવેહલીજ ગાઇડ નથી પણ જુદા જુદા નાટકોના ગાયનોની ત્રણ ગાઇડો જુદે જુદે વખતે બહાર પાડયા પછીજ મેં આ ચોથી ગાઇડ લખવાનો વિચાર કર્યો હતો. આજ કાલ લોકોમાં નાટકી સંગીતનો શોખ એટલો બધો ઓછો થતો જાય છે કે તે સાંભળવા પણ ખચ્ચીતજ સમજદાર વર્ગને કમકમાટ ઉપજે છે. તેવા વખતમાં લોકોના વારંવાર કહેવા પરથી મેં પોતે પણ નાટકોના ગાયનોની ચોપડી આ વખતે લખવાની દરૂસ્ત ધારી નહી, ને તેને બદલે કાંઇક લોકોને **સંગીતનું** થોડુંક જ્ઞાન મલે એવી મતલબથીજ આ મારી ચોથી ગાઇડમાં લગભગ **૬૦ જાણીતા રાગોમાં** જુદી જુદી **તાલોમાં ૧૦૦** ઉપર ગાયનો, ગાવાથી યા વાંચવાથી સમજ પડે તેવા બોલોમાં તેઓની **સરગમ** સાથે રચવામાં આવ્યા છે તેમજ બીજાં ૨૫ ગાયનો **કવ્વાલી, ગજલો** અને **હીન્દી ભજનો** તેઓના **અસલ શબ્દોમાંજ** તેમની **સરગમ** સાથે આપવામાં આવ્યા છે. તે સાથે વળી શરૂઆતમાં દરેક **હીન્દા વાજીંત્રની** સમજણ તેમજ શરૂઆતના શીખનારને સેહલું પડે તેટલા માટે એકજ જાણીતી **ત્રિતાલ** તાલમાં **૨૫ આરોહી** અને **અવરોહી સરગમ તાલ માત્રા**માં આપવામાં આવી છે. તે છતાં પણ જે જે જાણીતા રાગો ચોપડીમાં સમાવવામાં આવ્યા છે તેમની સઘળાંની ટુંકમાં સમજણ, તેમનો ગાવાનો વખત, તથા તેમાં કયા કયા સ્વરો લાગે છે ને કયા નથી લાગતાં તે દેખાડવાને તેમની **આરોહી અવરોહી સરગમ** પણ આપવામાં આવી છે. જે જે **તાલો ઘણીજ જાણીતી** છે તેજ તાલોમાં ગાયનોની **સરગમ** લખી છે અને તે સઘલી **તાલો**ની પણ સમજણ સાથે સાથે સમાવવામાં આવી છે. સૌથી પહેલાં શરૂઆતમાં **૧૨ જુદા જુદા સ્વરોની સરગમ** આપી છે કે તે પરથી **રાગોની** આપેલી સમજણ વાંચીને, તેમાં જે જે સ્વરો લાગે તે સ્વરો લઇને તેજ **રાગની સરગમ** બાંધતાં તુરત આવડે. તે છતાં પણ જાણે હજુર થોડું હોય તેમ **તાલોની** પાછલ થોડાક **જાણીતા રાગોનું સ્વર સ્વરૂપ** આપવામાં આવ્યા છે. **સ્વર સ્વરૂપ** એટલે ફક્ત **સરગમમાંજ** ગાતાં કોઇ પણ જાણકાર તુરત કહે કે **સ્વરૂપ ફલાના રાગનું** છે, જેથી શીખનારને આયંદે **ઘણોજ ફાયદો** થાય.

હાલમાં આપણા લોકોમાં **બેહદ સુધારો** થતો જાય છે ને તેમાં લોકો જાતજાતના **હુન્નરો** પાછળ કોશેશ કરીને ફતેહ પામતા જાય છે પણ લખવાને **અતીશય દલગીર છું,** કે **સંગીત** જેવા **દીલખુશ** ને **મનોરંજક હુન્નર**ની પાછળ ઘટતું ધ્યાન અપાતું **હોય એમ જણાતું** નથી.

કેટલીક **મ્યુઝીક ગાઇડો** હાલમાં છાપીને **સસ્તી** બાહાર પાડવામાં આવેછે પણ દલગીરી સાથે મને કહેવું પડે છે કે એવી ગાઇડો કાઢવાની મતલબ **ફકત પૈસા કમાવા સીવાય બીજી હોયજ નહી.** કેમકે જે જે એવી ગાઇડો થોડાક અપવાદો સીવાય, મારા હાથમાં આવી છે તેઓમાં કોઇનામાં પણ **રાગ રાગણી** તેમજ **તાલ માત્રા** વગેરેની સમજણ આપેલી હોય એમ જણાતું નથી. ફક્ત પાંચ પચ્ચીસ ગાયનોની આમ તેમ **ચોગડીઓ** મુકીને **સરગમ** લખી એટલે તેમને **મ્યુઝીક ગાઇડના નામની ઉપમાં** આપવામાં આવેછે. હું ખાત્રીથી કહુંછું કે આવી જાતની ગાઇડો બહાર પાડવાથી લોકોમાં જે કુદરતી ગાયન ખીલવવાની શકતી હોયછે તે પણ, જ્યારે તેઓ ઉલટભેર તે ખરીદ કરે છે ને જ્યારે તે હાથમાં ધર્યા પછી કાંઈ પણ સમજ પડતી નથી ત્યારે, કપાલે હાથ દેઇને તેને છઠે ખુણે નાંખેછે ને ત્યાર પછી **સંગીતના અભ્યાસ** કરવાની પોતાની ઉલટ પણ **છોડી દેછે.** અલબત, દરેક માણસ જે કાંઇ પણ મેહનત કરેછે તે **પૈસા કમાવાને ખાતરજ.** પણ તેથી એમ નહી થયું કે પૈસા લોકોના લેવા અને તેમને **ખોટે માર્ગે દોરવવા.** જો તમો **કમાવાની** આશા રાખો તો પાછું એમ પણ સમજવું જોઇયે કે પૈસા ખરચનાર પોતે પણ કાંઇક તેનો **થોડો ઘણો લાભ યાને જ્ઞાન મેલવવાની આશા રાખે.** આ મારી ગાઇડ કાઢવાની **મુલ મતલબ** જે પ્રમાણમાં હું પૈસા લઇશ તેના કરતાં **દશ ઘણો ફાયદો સંગીતની શોખીન આલમને** થાય ને કાંઇ **જ્ઞાન** મલે એવાજ હેતુથી આજ **વરસવરસ દહાડો** થયાં લોકોની **બેહદ અધીરાઇ** છતાં પણ અને **દેશ પરદેશથી** લોકોના **અપજશભરેલાં અનેક પત્રો** મારી પર આવવાં છતાં પણ **હીમ્મત ન હારતાં** આજે તે પાક **પરવરદેગારની મેહરબાનીથી** હું આ મારી **માનીતી અને લોકોની બત્રીસીએ ચઢી રહેલી નાની** પણ **ઉત્તમ ગાઇડ** બાહાર પાડવાને શકતીવાન થયોછું.

હવે આ મારી **ચોથી નાની ગાઈડથી** થતા **ફાયદા** તથા **ગેરફાયદા** વિષે **વિચાર કરવાનું સંગીતની શોખીન આલમની મુનસફી** પર સોંપુંછું, અને હું **નમનતાઇથી** અરજ કરંછું કે આવી જાતની **મ્યુઝીક ગાઇડ** રચવામાં **કેટલી મુશ્કેલી** પડેછે ને તેમાં કેટલો બધો વખત રોકાયછે તે વિષે ઘટતો ખ્યાલ કરી તેમજ એમાં જે કાંઇ ભુલચુક થઇ હોય ને તે માલમ પડે તો તે **મેહરબાનીનો રાહે ઉદાર દીલથી દરગુજર કરવી, ને કર્તાનું ધ્યાન ખેંચવાની મેહરબાની કરવી.**

**એક ઉપકારની ખાસ નોંધ**—મારે **મેહરબાન સંગીતની શોખીન આલમને નમનતાઇથી** જણાવવું જોઇયે કે **આવા લડાઈના અને અનેક આફતોના વખતમાં માથાળુ, જાણીતા વેપારીઓ** જેઓ આજ **વરસો** થયાં મારી દરેક **ગાઇડમાં** મને **એકકે બોલે ચાલુ જાહેરખબરો** આપતા આવ્યાછે તેઓ જો આપવાની **કૃપા** નહી દેખાડે તો મને મારી **નવી નવી** મ્યુઝીક ગાઇડ છપાવીને બહાર પાડવાની કદી પણ **ઉલટ** થાય નહી. મારે **સહુરાગત** વગર કેહવું જોઇયે કે એ **મેહરબાન** વેપારીઓની **ભેગી મદદથીજ** આજે મારી આ **નવી ચોથી મ્યુઝીક ગાઇડ** છપાવીને બહાર પાડવાને હું શકતીવાન થયોછું. તેથી **સંગીતના દરેક શોખીને** જાણવું જોઇએ કે તે **વેપારીઓનો ફકત મારી ઉપરજ ઉપકાર નથી.** પણ તેમની પર પણ તે **ચાલુ** છે. કેમકે **આવા** વખતમાં આવી જાતની ગાઇડ કદીપણ **તેમની મદદ વગર આટલી સસ્તી કીમ્મતે** બહાર પાડવામાં આવેજ નહી. તેથી આપણે **સંગીતના** દરેક **શોખીને એ મેહરબાન**

**વેપારીઓના** આપણી પરના **ઉપકારની** તેમજ **હુશાનની** એક **ખાસ નોંધ લેવી જોઈયે.** જેથી એ **મેહરબાનો** હંમેશ મારી નવી નીકલનારી ગાઇડને માટે પોતાની **જાહેર ખબરો** આપીને ચાલુ **મદદ** કરતા રહે અને **સંગીતના શોખીનોની ઉમેદ** કાંઇક દરજ્જે પાર પડે ને મને નવી નવી ગાઇડો **સુધારા વધારા** સાથે **બહાર** પાડવાની **ચાલુ ઉલટ** થાય.

**એક ખાસ દરગુજર-સંગીતના મેહરબાંન શોખીનો!** આપ સારી પેઠે જાણો છો કે કોઈ પણ જાતની ચોપડી **આવા લડાઈના વખતમાં** કાઢવી એ **બનવા જોગ નથી.** તે છતાં પણ મેં **મેહરબાન જાણીતા વેપારીઓની જાહેરખબર** મેલવીને તેમને તેઓની **અરજ** પરથી **ગાયનોની** બાજુમાં જગ્યા આપીને મેં આ મારી નવી **મ્યુઝીક ગાઇડ બની શકે તેટલી સસ્તી કીમ્મતે બહાર** પાડીછે. અલબતાં, આ **જાહેરખબરો,** ગાયન **આખું પુરૂં** થવા પછીજ છાપવામાં આવીછે જેથી શીખનારને પણ કાઇ જાતનો કંટાળો નહી આવે ને જાહેરખબર આપનારા **વેપારીઓને** પણ **પુરતો ઈનસાફ મલે.** જો આ પ્રમાણે ગાયનોની વચમાં જાહેરખબરો છાપવાથી મારા કોઇપણ **સંગીતના શોખીનને કચવાટ** ઉપજ્યો હોય તો તેને **માટે હું ખાસ તેમની દરગુજર ચાહુંછું.** તેને માટે **સંગીતના મેહરબાન શોખીનો** પણ પોતાની **સારી સમજ શકતી** વાપરીને **મને દરગુજર કરશે એવી મારી** અદના **ખાહેશ છે.**

સેવક,

**રૂસતમજી બરજોરજી છાપગર.**

માલેક તથા **મ્યુઝીક ટીચર-ફિરદોસ મ્યુઝીક કલાસ,**

ના. ૩૩, **ફ્રીયર રોડ, કોટ, મુંબઈ.**



# ગાયનોનું સાંકળીયુ.



# દિલરૂબા અને તાઊસની સમજણ.



**દિલરૂબા** અને **તાઉસને** બન્નેને વગાડવાની તથા મેળવવાની રીત એક સરખીજ છે. એ વાજીંત્રોનો માત્ર આકારમાંજ ફરક છે. **તાઉસની** નીચે મોરના જેવો આકાર હોવાથી શોભીતું દેખાય છે જ્યારે **દિલરૂબાનો** આકાર નીચેથી **સારંગી** જેવો અને ઉપરથી **સિતાર** જેવી દાંડીનો હોય છે. અંદરના મદદગાર તારો જેને **તરપો** કહેવામાં આવે છે તે તો બન્નેને હોય છે. **દિલરૂબા** તથા **તાઉસને** ચાર તાર મુકવામાં આવે છે જેમાંનો પહેલો અને ત્રીજો પોલાદી અને બીજો અને ચોથો પીત્તળનો હોય છે. એમાં વગાડતી વખતે માત્ર પહેલા તાર પરજ **બો** યા ગજ ફેરવવો પડે છે અને જે સ્વર વગાડવો હોય તેજ સ્વરના પડદાપર આંગળી મુકીને વગાડવાની જગ્યાએ ગજ ફેરવ્યો હોય તો તેજ સ્વર બરાબર વાગે છે. એમાં પડદા ચોવીસ જોઇયે. પણ સૌસૌને ગમે તેમ પોતાની સગવડને માટે ઓછા વત્તા પડદા રાખે છે અને જો **કોમળ** યા **તીવ્રનો** ખપ પડે છે તો તે પ્રમાણે પડદાને ખસેડીને ગોઠવી લે છે. પણ **સા** અને **પ** એ બન્ને પડદાઓને કદી પણ ખસેડવામાં આવતા નથી, કારણ કે તેઓ બન્ને **કાયમ** સ્વરો છે.

## દિલરૂબા અને તાઉસના ચોવીસ પડદા નીચે પ્રમાણે ગોઠવવામાં આવે છે.

| ૧—મ, | ૨—પ, | ૩—ધૃ | ૪—ધ, | ૫—નીૃ, | ૬—ની, | ૭—સા, |
|---|---|---|---|---|---|---|
| ખ | ખ | ખ | ખ | ખ | ખ | |

| ૮—રીૃ | ૯—રી, | ૧૦—ગૃ, | ૧૧—ગ, | ૧૨—મૃ, | ૧૩—મ, | ૧૪—પ, |
|---|---|---|---|---|---|---|

| ૧૫—ધૃ, | ૧૬—ધ, | ૧૭—નીૃ, | ૧૮—ની, | ૧૯—સા, | ૨૦—રીૃ |
|---|---|---|---|---|---|
| | | | | ટી | ટી |

| ૨૧—રી, | ૨૨—ગૃ, | ૨૩—ગ, | ૨૪—મ, | (તીવ્ર). |
|---|---|---|---|---|
| ટી | ટી | ટી | ટી | |

જો અઢાર પડદાનું **દિલરૂબા** કે **તાઉસ** હોય તો તેમાં ખરજનો **ધ**, મધ્ય સપ્તકનો **રી ધૃ** અને ટીપનાં **રી ગૃ મ** ના પડદા આવતા નથી, તે જગ્યા ખાલી રહે છે. જો સત્તર પડદાનું **દિલરૂબા** કે **તાઉસ** હોય તો તેમાં એક વધુ સ્વર **મ** ની જગા વધારે ખાલી રહે.

**દિલરૂબા તથા તાઉસ મેળવવાની રીતઃ**—હમેશા સીતારની માફક બીજા અને ત્રીજા તારને એક સરખા મેળવવા. જ્યારે બીજો તાર વગાડો ને ત્રીજો તાર એની મેળેજ ધ્રુજે ત્યારે સમજવું કે બીજો અને ત્રીજો જોડ તારના સુર મલ્યા. હવે એ બન્ને મલેલા તારના સ્વરને **સા** ના સુર તરીકે ઓળખવો. પછી પહેલા **બાજ** તારને **મૃ** સ્વરમાં મેળ-વવો, અથવા દીલરૂબા કે તાઉસને અઢાર કે સત્તર પડદા હોય તો બીજા તારના ચોઠા પડદા ઉપર આંગળી મુકી તે સ્વર સાથે મેળવવો. પછી ચોઠા તારને ખરજના સપ્તકના **પ** સ્વરમાં મેળવવો, અથવા જો દીલરૂબાના અઢાર કે સત્તર પડદા હોય તો **બાજના** પહેલા તારના બીજા પડદા ઉપર આંગળી મુકીને વગાડતાં જે સ્વર નીકલે તે સ્વરમાં ચોથે તાર મેળવવો,

**તરપો મેળવવાની રીતઃ**—સૌથી પહેલા તારને જોડના તારના ખાલી સ્વરમાં એટલે **ખરજના સા** માં મેલવવો. પછી બીજા તારને, ઉપરના બીજા તાર ઉપરના બીજા પડદા પર આંગલી મુકી વગાડતાં જે સ્વર નીકળે તેની સાથે મેળવવો. પછી ત્રીજા તારને બીજા તારના ત્રીજા પડદાપર આંગળી મુકી વગાડતાં જે સ્વર નીકળે તેમાં મેળવવો. પછી ચોથા તારને પહેલા તારના ખાલી સ્વર **ખરજના મૃ** સાથે મેળવવો. પછી પાંચમા તારને પહેલા તારના બીજા પડદા ઉપર એટલે **ખરજના પ** સ્વરના પડદા પર આંગલી મુકી તેની સાથે મેળવવો. છઠ્ઠા તારને પહેલા તારના ત્રીજા પડદાના **ખરજના ધ** સ્વર સાથે મેળવવો. સાતમા તારને પહેલા તારના પાંચમાં પડદાના **ખરજના ની** સ્વર સાથે મેળવવો. આઠમા તારને પહેલા તારના છઠ્ઠા પડદાના **સા** સ્વર સાથે મેળવવો. નવમા તારને પહેલા તારના સાતમાં પડદાના **રી** સ્વર સાથે મેળવવો. દશમાં તારને પહેલા તારના નવમા પડદા ના **ગ** સ્વર સાથે મેળવવો. અગ્યારમાં તારને પહેલા તારના **દશમા** પડદાના **મૃ** સ્વર સાથે મેળવવો. બારમાં તારને પહેલા તારના બારમાં પડદાના **પ** સ્વર સાથે મેળવવો. તેરમા તારને પહેલા તારના તેરમાં પડદાના **ધ** સ્વર સાથે મેળવવો. હવે તરપોના જેટલા તાર હોય તેની અનુક્રમે **સારીગમ** એક પછી એક બાંધી જવી. આ રીતે તરપો બરાબર શુદ્ધ સ્વરોમાં મલી રહેશે. જો તમોને કદાચ **કોમળ** કે **તીવ્ર** સુરોમાં મેળવવાની જરૂર પડે તો સ્વરોના પડદા ઉપર આંગળી મુકીને સ્વરો મેળવી લેવા.

## સીતારની સમજણ.



**સિતારને** માટે એમ કહેવામાં આવ્યું છે કે પહેલાં તો એ વાજીંત્રપર માત્ર ત્રણુજ તાર મુકવામાં આવતા હતા તેમાં એક પોલાદનો ને બે પીત્તળના હતા જેની ઉપરથી ચોક્કસ ગાનારાઓએ તેને **સેતાર** નામ આપ્યું છે. કારણ કે **સે** એટલે ત્રણ થાય છે. પણ પાછળથી જેમ વખત ગયો તેમ તેમ તેમાં સુધારો થઇને આજે આપણે છ અથવા સાત તારનો **સિતાર** જોઇએ છીયે. કોઇ માણુસ **સિતાર**માં **તરપો** નાંખે છે ને કોઇ નથી નાંખતા. **સિતારને** પણ **દિલરૂબા** કે **તાઊસ**ની માફક ચોવીસ પડદા હોય છે પણ કોઇ પોતાની મરજીમાં આવે તો સોળ યા સત્તર પડદા રાખે છે. તેનાથી ઓછા રાખવામાં આવતા નથી. **સિતારના** ચોવીસ પડદાના **સ્વરો, દિલરૂબા** કે **તાઉસના** ચોવીસ પડદાના **સ્વરો**ની બરાબરજ હોય છે. પણ જો સત્તર પડદા હોય તો મધ્ય સપ્તકના રૃ ગૃ **ધ નૃ** અને **ટીપના રૃ ગૃ મ** ના પડદાની જગ્યા ખાલી રહેશે. જો સોળ પડદા હોય તો બીજા એક વધુ સ્વર **ખરજના ધૃ** ના પડદાની જગ્યા ખાલી રહેશે.

**સિતાર મેળવવાની રીતઃ**—હમેશા સીતારના તાર ડાબી બાજુથી ગણુવામાં આવે છે તેથી ડાબા હાથપરના પહેલા તારને **બાજ** અથવા **મધ્યમનો તાર** કહે છે. તેની પાસેના બીજા અને ત્રીજા બન્ને પીત્તલના તારને **ખરજના જોડના તાર** કહેવામાં આવે છે. હવે બીજા અને ત્રીજા તારને એવી રીતે ચઢાવવા કે ઘણા ઉંચા તેમજ નીચા નહી થાય તેવા સાધારણ સુરમાં એક સરખા મેળવીને તેને આપણો **સા** સમજવો. પછી પહેલા તારને **મૃ** સ્વરમાં મેળવવો. પછી ચોથા તારને **પંચમનો તાર** કહેવામાં આવે છે તેને **ખરજના સપ્તકના પ** સ્વરમાં મેળવવો. પાંચમા પીતલના તારને **સા** સ્વરમાં મેળવવો. છઠ્ઠા પોલાદી તારને **ટીપના સપ્તકના પ** સ્વરમાં મેળવવો. અને છેલ્લા સાતમાં પોલાદી તારને **ટીપના સપ્તકના સા** માં મળવવો.

## ફિડલ અથવા વાયોલીનની સમજણ.



**ફિડલને** ચાર સ્ટ્રીંગ મુકવામાં આવે છે. ચાર સ્ટ્રીંગોપર આંગળીઓ દાબીને સુ કાઢવામાં આવે છે. પણ જે સ્ટ્રીંગપર આંગળી મુકવામાં આવે તેની ઉપરજ **ગજ** યાને **બો** ફેરવવામાં આવે છે. નહી તો કે બીજી સ્ટ્રીંગને **ગજ** લાગવાથી **સ્વર બેસુરો** થઇ જાય છે. આ ચાર સ્ટ્રીંગો નીકળીને જે કાળી પટી (નટ) પર અટકે છે ત્યાંથી બરાબર એક તસુને અંતરે સીધી લીટી દોરવી. પછી આ લીટીથી એક તસુને અંતરે બીજી, તથા બરાબર અર્ધા તસુને અંતરે ત્રીજી લીટી દોરવી. હવે પહેલી લીટીપર ડાબા હાથપરનું પહેલું આગળું, બીજીપર બીજું ને ત્રીજીપર ત્રીજું આંગળું મુકવું. હવે જે રૂપેરી તારની ચોથી સ્ટ્રીંગ છે તેની પાસેની ત્રીજી સ્ટ્રીંગપર આંગળું મુક્યા વગર (ઓપન) ગજ યાને બો મુકીને વગાડવું અને તે જે અવાજ નીકળે તે **સાનો** સ્વર તરીકે લેવો. હવે તેજ સ્ટ્રીંગ

પર પહેલી લીટીપર પહેલું આગળું મુકશો તો **રી ના** સ્વર નીકળશે. પછી બીજી **લીટીપર** બીજું આંગળું મુકવાથી **ગ** ના સ્વર નીકળશે. તેજ પ્રમાણે ત્રીજી લીટીપર ત્રીજી આંગળી મુકી વગાડશો તો **મૃ** ના સ્વર નીકળશે. પછી બીજી સ્ટ્રીંગને એવી રીતે ચઢાવવી કે ખાલી આગળું મુકયા વગર વગાડીયે તો **પ** સ્વરનો અવાજ નીકળે. પછી તેની ઉપર આગળની માફક પહેલી લીટીપર પહેલું આંગળું મુકવાથી **ધ** નો, બીજી લીટીપર બીજું આંગળું મુકવાથી **ની** નો, અને ત્રીજીપર ત્રીજુ આંગળું મુકવાથી **ટીપના સા** નો સુર નીકળશે. હવે **આ** છેલ્લો **ટીપના સા** નો સ્વર ત્રીજી સ્ટ્રીંગ પરના **સા**ના સ્વર **સાથે** મળી રહેશે. હવે પહેલી સ્ટ્રીંગને એવી રીતે ચઢાવો કે ખાલી (ઓપન) વગાડવાથી **ટીપના રી** નો સુર નીકળે. પછી તે પહેલી સ્ટ્રીંગપર પહેલી લીટી પર પહેલું આંગળું મુકવાથી **ટીપનો** ગ નો, બીજી લીટીપરથી બીજું આંગળું અર્ધો **તસુ** ઉપર મુકવાથી **ટીપનો મૃ** નો અને ત્રીજી લીટીપર ત્રીજું આંગળું મુકવાથી **ટીપના પ** નો સ્વર વાગશે. હવે પેલી ચોથી સીલ્વર (રૂપેરી) સ્ટ્રીંગને માટે આપણને વિચાર કરવાનો છે. તે જો તમો પોતેજ વિચાર કરશો તો ઝટ બાકીના સ્વરો મેળવી શકશો. આપણે ત્રીજી સ્ટીંગપર **સાનો પહેલો** સ્વર કાઢયો છે. ત્યારે ચોથી સ્ટ્રીંગપરથી ઉંધા જતાં ત્રીજું આંગળું ત્રીજી લાઇનથી જરા પા તસુ નીચે મુકશું તો **ખરજના ની** નો, બીજી લીટીપર બીજું આગળું મુકશું તો **ખરજના ધ** નો, અને **પહેલી** લીટીપર પહેલું આંગળું મુકશું તો **ખરજના પ** નો સ્વર નીકળશે. અને જો ખાલી (ઓપન) વગાડશું તો **ખરજના મૃ** નો સુર વાગશે. જો તમો બીજી સ્ટ્રીંગપર ત્રીજી લીટીપર ત્રીજું આંગળું મુકીને જે **મૃ** નો સ્વર કાઢયો છે, તેની સાથે ચોથી સ્ટીંગ ખાલી (ઓપન) વગાડવાથી જે **મૃ** નીકળે છે તે મેળવશો તો બન્નેનો સ્વર સરખોજ માલમ પડશે. આ પ્રમાણે ચોથી સ્ટ્રીંગ પર **ખરજના મૃ પ ધ ની**ના સ્વરો નીકળશે. ત્રીજીપર **સા રી ગ મૃ** ના, બીજીપર **પ ધ ની સા ટીપનો** ને પહેલીપર **ટીપના રી ગ મૃ પ** ના સુરો નીકળશે. હવે **કોમળ તીવ્ર** સુરો આ પ્રમાણે ઓળખવા. ચોથી સ્ટ્રીંગપરના **ખરજના મૃ** અને **પ** સ્વરોની વચ્ચે-ની જગ્યાએ એટલે પહેલી લીટી પરથી બરાબર અર્ધો તસુ ઉપર પહેલું આંગળું મુકવાથી **ખરજનો તીવ્ર** મ નો સ્વર નીકળશે. તેજ પ્રમાણે **ખરજના પ ધ** ની વચ્ચે બીજી આંગળી મુકવાથી **ખરજનો ધૃ** (કોમળ) સ્વર વાગશે. **ખરજના ધ** ને ની સ્વરની વચ્ચેની જગ્યાએ ત્રીજી આંગળી મુકવાથી **ખરજનો નૃી** કોમળ સ્વર વાગશે. ત્રીજી સ્ટ્રીંગપરના સા અને રી ની વચ્ચે ૃી કોમળ, રી અને ગ ની વચ્ચે ગૃ કોમળ સ્વર નીકળશે. **મૃ** સુરની જરાકજ નીચેથી આગળની જગ્યાએ આંગળી મુકી વગાડશો તો **તીવ્ર** મ વાગશે. બીજી સ્ટ્રીંગપરના **પ** અને **ધ** ની વચ્ચે ધૃ કોમળનો, ધ અને ની ની વચ્ચે **નૃી** કોમળનો સુર વાગશે. **ટીપના સા** ના સ્વરથી સહેજ જરા વધુ જગ્યા મુકીને આંગળી મુકશો તો **ટીપનો રૃી** કોમળ સ્વર વાગશે. હવે પહેલી સ્ટ્રીંગપરના **ટીપના** રી અને **ગ** ની વચ્ચે ટીપનો ગૃ કોમળનો, **ટીપના મૃ** અને **પ** ની વચ્ચે બીજી લીટી પર આંગળી મુકયાથી **ટીપના** મ તીવ્રનો સ્વર વાગશે. આ પ્રમાણે **ખરજ મૃ** ના સ્વરથી ઠેઠ **ટીપના પ** ના સ્વર સુધીનાં સુરો ફિડલપરથી નીકળશે. તે પાછળના પાનાપર જોવાથી માલમ પડશે.



# ફિડલ અથવા વાયોલીનની સા રી ગ મૂ ની સમજણ



**ચોથી સ્ટ્રીંગ**

ખાલી ( ઓપન ) ... મૂ ( શુધ્ધ સ્વર છે )
ખ
પહેલુ' આંગળુ' વચમાં ... ... મ (તીવ્ર)
ખ
પહેલુ' આંગળુ' પહેલી લીટીપર પ ( કાયમ )
ખ
બીજુ' આંગળુ' વચમાં ... ... ધૂ ( કોમળ )
ખ
બીજુ' આંગળુ' બીજી લીટીપર ધ ( તીવ્ર )
ખ
ત્રીજુ' આંગળુ' ત્રીજી લીટીપર ... ખ ( કોમળ )

ત્રીજુ' આંગળુ' જરા પા તસુ નીચે ની ( તીવ્ર )
ખ

**ત્રીજી સ્ટ્રીંગ**

ખાલી ( ઓપન ) ... સા (કાયમ)
પહેલુ' આંગળુ' વચમાં ... ... રીૃ (કોમળ)
પહેલુ' આંગળુ' પહેલી લીટીપર રી (તીવ્ર)
બીજું આંગળુ' વચમાં ... ગૃ (કોમળ)
બીજુ' આંગળુ' બીજી લીટીપર ગ (તીવ્ર)
ત્રીજુ' આંગળુ' ત્રીજી લીટીપર મૂ (શુધ્ધ વર)
ત્રીજુ' આંગળુ' જરા પા તસુ નીચે ... મ ( તીવ્ર )

**બીજી સ્ટ્રીંગ**

ખાલી ( ઓપન ) ... પ (કાયમ)
પહેલુ આંગળુ' વચમાં ... ધૂ (કોમળ)
પહેલુ' આંગળુ' પહેલી લીટીપર ધ (તીવ્ર)
બીજુ' આંગળુ' વચમા ... નીૃ (કોમળ)
બીજુ' આંગળુ' બીજી લીટીપર ની (તીવ્ર)
ત્રીજુ' આંગળુ' ત્રીજી લીટીપર સા (કાયમ)
ટી
ત્રીજુ' આંગળુ' જરા પા તસુ નીચે... ... રીૃ (કોમળ)
ટી

**પહેલી સ્ટ્રીંગ**

ખાલી (ઓપન)... ... રી (તીવ્ર)
ટી
પહેલુ' આંગળુ' વચમાં ... ... ... ગૃ (કોમળ)
ટી
પહેલુ' આંગળુ' પહેલી લીટીપર ગ (તીવ્ર)
ટી
બીજુ' આંગળુ' બીજી લીટીની અર્ધો તસુ ઉપર મૂ (શુધ સ્વર)
ટી
બીજુ' આંગળુ' બીજી લીટીપર ... ... મ (તીવ્ર)
ટી
ત્રીજુ' આંગળુ' ત્રીજી લીટીપર પ (કાયમ)
ટી

આ પ્રમાણે જો ગોઠવશો તો દરેક **સ્વર** બરાબર મારી આપેલી ગાયડમાંના દરેક ગાયનની **નોટેશન** પ્રમાણે સહેલથી સમજ પડશે ને વગડાશે.

# હારમોન્યમની સમજણ.



એ વાજીંત્ર અંગ્રેજી છે. એમાં **સફેદ** અને **કાળી** એવી બે જાતની કળો આપણા જોવામાં આવે છે. **કાળી** કળોને બે જાતના જથ્થામાં ગોઠવેલી જણાય છે. પહેલાં બે **કાળી** કળો અને વચમાં થોડી જગ્યા રાખી **ત્રણ કાળી** કળોનો જથ્થો સરખે અંતરે ગોઠવવામાં આવ્યો છે. વળી આગળ જતાં પણ તેજ માફક કાળી કળોની ગોઠવણી કરવામાં આવી છે. હવે કાળી કળોની આ રીતની બનાવતને લીધે **હારમોન્યમ** બે જાતના બનાવવામાં આવે છે એમ આપણને માલમ પડયું છે.

**પહેલી જાત**—જેમાં ડાબા હાથ તરફની પહેલી **સફેદ** કળ **પંચમ**નો સુર આપે છે તેમજ તે કળની પાસે બે **કાળી** કળો હોય છે. ઘણું ખરું હાલના વપરાસને માટે એજ જાતના સવાત્રણ **સપ્તક**ના **હારમોન્યમો** બનાવવામાં આવે છે.

**બીજી જાત**—જેનાં ડાબા હાથપરની પહેલી **સફેદ** કળ **સા** નો સુર આપે છે અને તેની પાસે **કાળી ત્રણ** કળો હોય છે. આ જાતના હારમોન્યમો આપણા જોવામાં ઝાઝાં આવતાં નથી.

કોઇપણ જાતનું **સંપુર્ણ સુરનું** વાજીંત્ર વગાડનારે ધ્યાન આપવું જોઇયે કે મુખ્ય સ્વરો **સાત** છે અને એ સાત સ્વરના જથ્થાને **સપ્તક** કહેવામાં આવે છે. એ **હારમોન્યમાં** ત્રણ યા ત્રણથી વધુ **સપ્તક** ગોઠવવામાં આવે છે અને ગાનાર યા વગાડનાર પોતાને અનુકુળ થાય તેમ તે ત્રણ યા વધુ સપ્તકનો ઉપયોગ કરે છે. એ ત્રણે સપ્તકો ઓળખવાને જુદાં જુદાં નામો આપવામાં આવ્યાં છે. **પહેલાં સપ્તકને મંદ્ર** યા **ખરજ** ના નામથી ઓળખવામાં આવે છે કેમકે તેના સ્વરોનો અવાજ ધાડો ને જાડો હોય છે. બીજા સપ્તકમાં ગાનારાઓ ઘણું કરીને ગાય છે અને તેનો અવાજ સાધારણ છે તેથી તેને સુરનો યાને **મધ્ય** સપ્તક કહેવામાં આવે છે. ત્રીજા સપ્તકને **તાર** યા **ટીપનો** સપ્તક કહે છે, કેમકે એના સ્વરોનો અવાજ ઘણોજ બારીક અને ઝીણો છે.

**મુખ્ય સ્વર** સાત છે; સા રી ગ મ પ ધ ની. સા અને પ સીવાય પાંચ સ્વરોના બે યા બેથી વધુ ભેદો છે. પણ હાલમાં આપણે જે બે મુખ્ય ભેદ છે તેને માટે કહિશું. તે બે મુખ્ય ભેદ **કોમળ** અને **તિવ્ર** એવા નામથી ઓળખાય છે. જેમકે કોમળ રૃ ગૃ મૃ ધૃ નૃ ને તીવ્ર રી ગ મ ધ ની. એ પ્રમાણે પાંચ સ્વર કોમળ ને તિવ્ર મળીને દશ ને સા અને પ બન્ને પ્રથમ સ્વરો મળીને દરેક સપ્તકમાં બાર સ્વરો આવે છે. ઉપર

જે મૃ કોમળ દેખાડવામાં આવ્યો છે તે ખરેખર કોમળ નથી પણ શુદ્ધ છે. ખરેખર જોતાં તો કોમળ સ્વર ચારજ છે **રીૃ ગૃ ધૃ નીૃ** પણ **મૃ** તો શુદ્ધ તરીકેજ **ઓળખવો.**

મેં મારી વાજીંત્ર ગાઇડમાં બીજી જાતનાં, ઉપર જણાવ્યા પ્રમાણેના હારમોન્યમનો ઉપયોગ કીધો છે. એટલે તમારે પણ જેના ડાબા હાથપરની પહેલી સફેદ કળ **સા** નો સુર આપતું હોય એવી જાતના હારમોન્યમપર મારી નોટેશન વગાડવી, કેમકે મેં વગાડવાની તે રીત આપી છે. જો તમારી પાસે તેવું બીજી જાતનું હારમોન્યમ ન હોય તો ફીકર નહીં. જેની પાસે પહેલી જાતનું એટલે કે પહેલી સફેદ કળ **પંચમ**નો સ્વર દેખાડતું **હારમોન્યમ** હોય તો તેની પહેલી સફેદ ત્રણ કળો છોડીને ચોથી સફેદ કળને ખરજ **ના સા** નો સ્વર સમજીને પછી આગળ નીચે પ્રમાણે મેળવી લીધાથી બાકીના સ્વરો ધ્યાનમાં આવશે.

રીૃ ગૃ મૃ ધૃ નીૃ
સા રી ગ મ પ ધ ની
ખરજનો સપ્તક

રીૃ ગૃ મૃ ધૃ નીૃ
સા રી ગ મ પ ધ ની
સુરનો સપ્તક

રીૃ ગૃ મૃ ધૃ ની
સા રી ગ મ પ ધ ની
ટીપનો સપ્તક.

## નીશાણીઓની સમજણ.



ખ ——— જે સ્વર યા સુરની નીચે આવો **ખ** અક્ષર મુકેલો **હોય તો** તે સુર ખરજનું યા પહેલા સપ્તકનું સમજવું.

**સુરના** અથવા **મધ્ય સપ્તકને** માટે કાંઈ પણ નીશાણી વાપરવામાં આવી નથી માટે જો કોઇ પણ સ્વર કાંઇ પણ નીશાણી વગર હોય તો તે **સુરનો** યા **મધ્ય સપ્તકનો** સ્વર સમજવો.

ઢા———-ત્રીજો અથવા ટીપનો સપ્તક ઓળખવાને કોઇબી સુરની નીચે આ પ્રમાણે ટી ની નીશાણી હોય તો તે ત્રીજો અથવા ટીપનો સપ્તક જાણવો. જે સ્વરો યા સુરોની નીચે ~~~~~ આવી લાઇન હોય તો તે બધાં સુરો એકજ માત્રામાં સમજવાં. ફિડલમાં બનતાં સુધી એક બો માં વગાડવું. જ્યાં આવી નીશાણી-વાલા અક્ષરો જેવાકે રીૃ ગૃ મૃ ધૃ નીૃ આવે ત્યાં તે ઉપરની કાળી કળો, કોમળ યાને ઉતરી સ્વરો સમજવા.

સા . ગ .—પહેલા શરૂઆતમાં સારીગમોના પાઠોમાં તેમજ દરેક ગાયનોમાં આ પ્રમાણે દરેક માત્રાને માટે બધે મીંડાં મુકવામાં આવ્યાં છે માટે જ્યાં મીંડું હોય ત્યાં એકેક માત્રાનો તાઇમ લેવો.

૧–૨–૩–૦—જ્યાં ગાયનના બોલોની ઉપર આ પ્રમાણે આંકડાઓ આપેલા હોય તેને તાલ સમજવી.

---

## મ્યુઝીક ગાઈડ મળવાના ઠેકાણાં.

મારી રચેલી સઘળી ગાઇડો જાણીતાં મુંબઇના તેમજ બહારગામના બુકસેલરો તેમજ કોઇપણ જાણીતાં વાજીંત્ર વેચનારાઓને ત્યાંથી તેમજ ખુદ કર્તાને ત્યાંથી મલી શકશે.

મેહરબાની કરીને ફિરદોસ મ્યુઝીક ગાઇડની પહેલી તેમજ બીજી આવૃતી ખલાસ થઇ છે માટે તે કોઇપણ ઠેકાણે મલશે નહી, માટે તે મંગાવવાની તસદી લેવી નહી. **કોરોનેશન મ્યુઝક ગાઇડ** કર્તા પાસેથી તેમજ મેસર્સ એન. એમ. ત્રિપાઠી, બુક-સેલર્સને ત્યાંથી કાલબાદેવી પરથી મલી શકશે.

# સારીગમની સમજણ.



**તીવ્ર અને કોમળ મળી ૧૨ સ્વરોની સારીગમૃ.** મધ્ય સપ્તક પરના **સા** થી શરૂ કરો.

## નીચલી ૧૨ સારીગમૃની તાલ ત્રીતાલજ છે.

ત્રીતાલના ૧૬ માત્રાની સમજણ.

| માત્રા | સમ. | ત્રીજી | ખાલી | પહેલી |
|---|---|---|---|---|
| ૧૬ | ૨ | ૩ | ૦ | ૧ |

૧-૫-૯-૧૩   ૧. ૨. ૩. ૪. ૫. ૬. ૭. ૮. ૯. ૧૦. ૧૧. ૧૨. ૧૩. ૧૪. ૧૫. ૧૬.
૨-૩-૦-૧
*
સમ

### ૧. **સા**—તાલ ત્રીતાલ—માત્રા ૧૬.

| સમ * ૨ | ૩ | ૦ | ૧ |
|---|---|---|---|
| સા રી ગ મૃ | પ ધ ની સા | સા ની ધ પ | મૃ ગ રી સા |
| | ટી | ટી | |

### ૨. રીૃ, કોમળ યાને ઉતરી, **સા** તરીકે વગાડો.

| સમ * ૨ | ૩ | ૦ | ૧ |
|---|---|---|---|
| રીૃ ગૃ મૃ મ | ધૃ નીૃ સા રીૃ | રીૃ સા નીૃ ધૃ | મ મૃ ગૃ રીૃ |
| | ટી ટી | ટી ટી | |

### ૩. રી, તીવ્ર **સા** તરીકે વગાડો.

| સમ * ૨ | ૩ | ૦ | ૧ |
|---|---|---|---|
| રી ગ મ પ | ધ ની રીૃ રી | રી રીૃ ની ધ | પ મ ગ રી |
| | ટી ટી | ટી ટી | |

### ૪. ગૃ, કોમળ યાને ઉતરી **સા** તરીકે વગાડો.

| સમ * ૨ | ૩ | ૦ | ૧ |
|---|---|---|---|
| ગૃ મૃ પ ધૃ | નીૃ સા રી ગૃ | ગૃ રી સા નીૃ | ધૃ પ મૃ ગૃ |
| | ટી ટી ટી | ટી ટી ટી | |

૫. ગ, તીવ્ર, સા તરીકે વગાડો.

સમ<br>
*<br>
૨ | ૩ | ૦ | ૧<br>
ગ મ ધૃ ધ | ની રીૃ ગૃ ગ | ગ ગૃ રીૃ ના | ધ ધૃ મ ગ ‖<br>
| ટી ટી ટી | ટી ટી ટી |

૬. મૃ કોમળ નથી શુ પશુદ્ધ છે, તે સા તરીકે વગાડો.

સમ<br>
*<br>
૨ | ૩ | ૦ | ૧<br>
મૃ પ ધ નીૃ | સા રી ગ મૃ | મૃ ગ રી સા | નીૃ ધ પ મૃ ‖<br>
| ટી ટી ટી ટી | ટી ટી ટી ટી |

૭. મ, તીવ્ર સા તરીકે વગાડો.

સમ<br>
*<br>
૨ | ૩ | ૦ | ૧<br>
મ ધૃ નીૃ ની | રીૃ ગૃ મૃ મ | મ મૃ ગૃ રીૃ | ની નીૃ ધૃ મ ‖<br>
| ટી ટી ટી ટી | ટી ટી ટી ટી |

૮. પ, સા તરીકે વગાડો.

સમ<br>
*<br>
૨ | ૩ | ૦ | ૧<br>
પ ધ ની સા | રી ગ મ પ | પ મ ગ રી | સા ની ધ પ ‖<br>
ટી | ટી ટી ટી ટી | ટી ટી ટી ટી | ટી

૯. ધૃ, કોમળ યાને ઉતરી સા તરીકે વગાડો.

સમ<br>
*<br>
૨ | ૩ | ૦ | ૧<br>
ધૃ નીૃ સા રીૃ | ગૃ મૃ પ ધૃ | ધૃ પ મૃ ગૃ | રીૃ સા નીૃ ધ ‖<br>
ટી ટી | ટી ટી ટી ટી | ટી ટી ટી ટી | ટી ટી

૧૦. ધ, તીવ્ર સા તરીકે વગાડો.

સમ<br>
*<br>
૨ | ૩ | ૦ | ૧<br>
ધ ની રીૃ રી | ગ મ ધૃ ધ | ધ ધૃ મ ગ | રી રીૃ ની ધ ‖<br>
ટી ટી | ટી ટી ટી ટી | ટી ટી ટી ટી | ટી ટી

૧૧. કોમળ યાને ઉતરી નીૃ, ન હોય તો નીૃ સા તરીકે વગાડો.<br>
ટી ખ

સમ<br>
*<br>
૨ | ૩ | ૦ | ૧<br>
નીૃ સા રી ગૃ | મૃ પ ધ નીૃ | નીૃ ધ પ મૃ | ગૃ રી સા નીૃ ‖<br>
ખ | | | ખ

૧૨. ની, તીવ્ર સા તરીકે વગાડો.
ખ

| ૨ ની ખ રી ગ ગ | ૩ મ ધ ની ની | ૦ ની ની ધ મ | ૧ ગ ગ રી ની ખ |
|---|---|---|---|

**આ નીચલી સારીગમો થોડા દીવસ બરાબર ચાલુ વગાડીને પાછળના ગાયનો વગાડવાં જેથી ઘણી મેહેનત પડશે નહીં.**

---

**નીચલી બધી સારીગમોની તાલ—ત્રિતાલ આપી છે અને તેના માત્રા ૧૬ છે. જેથી એ તાલનો કાંઇક ખ્યાલ આવશે.**

૧.

માત્રા ૧૬
૧–૫–૯–૧૩ સ્થાન
૨–૩–૦– ૧ તાલ
* સમ

| *૨ સા રી ગ મ | ૩ પ ધ ની સા ટી | ૦ સા ટી ની ધ પ | ૧ મ ગ રી સા |
|---|---|---|---|

૨.

| *૨ સા રી ગ . | ૩ રી ગ મ . | ૦ ગ મ પ . | ૧ મ પ ધ . | ૨ પ ધ ની . | ૩ ધ ની સા ટી . |
|---|---|---|---|---|---|
| ૦ સા ટી ની ધ . | ૧ ની ધ પ . | ૨ ધ પ મ . | ૩ પ મ ગ . | ૦ મ ગ રી . | ૧ ગ રી સા . |

૩

| *૨ સા . ગ . | ૩ રી . મ . | ૦ ગ . પ . | ૧ મ . ધ . | ૨ પ . ની . | ૩ ધ . સા ટી . |
|---|---|---|---|---|---|
| ૦ સા ટી . ધ . | ૧ ની . પ . | ૨ ધ . મ . | ૩ પ . ગ . | ૦ મ . રી . | ૧ ગ . સા . |

૪.

| *૨ | ૩ | ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|---|---|
| સા રી સા . | રી ગ રી . | ગ મ્ ગ . | મ્ પ મ્ . | પ ધ પ . | ધ ની ધ . |

| ૦ | ૧ | ૨ | ૩ | ૦ | ૧ |
|---|---|---|---|---|---|
| ની સા ની . | સા રી સા . | સા રી સા . | ની સા ની . | ધ ની ધ . | પ ધ પ . |
| ટી | ટી ટી ટી | ટી ટી ટી | ટી | | |

| ૨ | ૩ | ૦ | ૧ |
|---|---|---|---|
| મ્ પ મ્ . | ગ મ્ ગ . | રી ગ રી . | સા રી સા . |

૫.

| *૨ | ૩ | ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|---|---|
| સા . સા . | રી . રી . | ગ . ગ . | મ્ . મ્ . | પ . પ . | ધ . ધ . |

| ૦ | ૧ | ૨ | ૩ | ૦ | ૧ |
|---|---|---|---|---|---|
| ની . ની . | સા . સા . | સા . સા . | ની . ની . | ધ . ધ . | પ . પ . |
| | ટી ટી | ટી ટી | | | |

| ૨ | ૩ | ૦ | ૧ |
|---|---|---|---|
| મ્ . મ્ . | ગ . ગ . | રી . રી . | સા . સા . |

૬.

| *૨ | ૩ | ૦ | ૧ | ૨ |
|---|---|---|---|---|
| સા સા સા . | રી રી રી . | ગ ગ ગ . | મ્ મ્ મ્ . | પ પ પ . |

| ૩ | ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|---|
| ધ ધ ધ . | ની ની ની . | સા સા સા . | સા સા સા . | ની ની ની . |
| | | ટી ટી ટી | ટી ટી ટી | |

| ૦ | ૧ | ૨ | ૩ | ૦ | ૧ |
|---|---|---|---|---|---|
| ધ ધ ધ . | પ પ પ . | મ્ મ્ મ્ . | ગ ગ ગ . | રી રી રી . | સા સા સા . |

૭.

| *૨ | ૩ | ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|---|---|
| સા સા . સા | રી રી . રી | ગ ગ . ગ | મૂ મૂ . મૂ | પ પ . પ | ધ ધ . ધ |

| ૦ | ૧ | ૨ | ૩ | ૦ |
|---|---|---|---|---|
| ની ની . ની | સા સા . સા | સા સા . સા | ની ની . ની | ધ ધ . ધ |
| | ટી ટી ટી | ટી ટી ટી | | |

| ૧ | ૨ | ૩ | ૦ | ૧ |
|---|---|---|---|---|
| પ પ . પ | મૂ મૂ . મૂ | ગ ગ . ગ | રી રી . રી | સા સા . સા ‖ |

૮.

| ૨ | ૩ | ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|---|---|
| સા . રી . | રી . ગ . | ગ . મૂ . | મૂ . પ . | પ . ધ | ધ . ની . |

| ૦ | ૧ | ૨ | ૩ | ૦ | ૧ |
|---|---|---|---|---|---|
| ની . સા . | . . . . | સા . ની . | ની . ધ . | ધ . પ . | પ . મૂ . |
| ટી | | ટી | | | |

| ૨ | ૩ | ૦ | ૧ |
|---|---|---|---|
| મૂ . મ . | ગ . રી . | રી . સા . | . . . ‖ |

૯.

| *૨ | ૩ | ૦ | ૧ | ૨ |
|---|---|---|---|---|
| સા રી ગ મૂ | રી ગ મૂ પ | ગ મૂ પ ધ | મૂ પ ધ ની | પ ધ ની સા |
| | | | | ટી |

| ૩ | ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|---|
| . . . . | સા ની ધ પ | ની ધ પ મૂ | ધ પ મ ગ | પ મ ગ રી |
| | ટી | | | |

| ૦ | ૧ |
|---|---|
| મૂ ગ રી સા | . . . . ‖ |

## ૧૦.

| *૨ | ૩ | ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|---|---|
| સા . રી . | સા રી ગ . | રી . ગ . | રી ગ મૃ . | ગ . મૃ . | ગ મૃ પ . |

| ૦ | ૧ | ૨ | ૩ | ૦ | ૧ |
|---|---|---|---|---|---|
| મૃ . પ . | મૃ પ ધ . | પ . ધ . | પ ધ ની . | ધ . ની . | ધ ની સા .<br>ટી |

| ૨ | ૩ | ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|---|---|
| સા . ની .<br>ટી | સા ની ધ .<br>ટી | ની . ધ . | ની ધ પ . | ધ . પ . | ધ પ મૃ . |

| ૦ | ૧ | ૨ | ૩ | ૦ | ૧ |
|---|---|---|---|---|---|
| પ . મૃ . | પ . મૃ ગ . | મૃ . ગ . | મૃ ગ રી . | ગ . રી . | ગ રી સા . ‖ |

## ૧૧.

| *૨ | ૩ | ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|---|---|
| સા રી ગ મૃ | પ . . . | રી ગ મૃ પ | ધ . . . | ગ મૃ પ ધ | ની . . . |

| ૦ | ૧ | ૨ | ૩ | ૦ | ૧ |
|---|---|---|---|---|---|
| મૃ પ ધ ની | સા . . .<br>ટી | સા ની ધ પ<br>ટી | મૃ . . . | ની ધ પ મૃ | ગ . . . |

| ૨ | ૩ | ૦ | ૧ |
|---|---|---|---|
| ધ પ મૃ ગ | રી . . . | પ મૃ ગ રી | સા . . . ‖ |

## ૧૨.

| *૨ | ૩ | ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|---|---|
| સા . સા . | સા રી ગ . | રી . રી . | રી ગ મૃ . | ગ . ગ . | ગ મૃ પ . |

| ૦ | ૧ | ૨ | ૩ | ૦ | ૧ |
|---|---|---|---|---|---|
| મૃ . મૃ . | મૃ પ . | પ . પ . | પ ધ ની . | ધ . ધ . | ધ ની સા .<br>ટી |

૨ | ૩ | ૦ | ૧ | ૨ | ૩
સા . સા . | સા ની ધ . | ની . ની . | ની ધ પ . | ધ . ધ . | ધ પ મૃ . |
ટી ટી | ટી

૦ | ૧ | ૨ | ૩ | ૦ | ૧
પ . પ . | પ મૃ ગ . | મૃ . મૃ . | મૃ ગ રી . | ગ . ગ . | ગ રી સા . ||

## ૧૩.

*
૨ | ૩ | ૦ | ૧ | ૨ | ૩
સા . . . | સા રી ગ મૃ | રી . . . | રી ગ મૃ પ | ગ . . . | ગ મૃ પ ધ |

૦ | ૧ | ૨ | ૩ | ૦ | ૧
મૃ . . . | મૃ પ ધ ની | પ . . . | પ ધ ની સા | સા . . . | સા ની ધ પ |
ટી | ટી | ટી

૨ | ૩ | ૦ | ૧ | ૨ | ૩
ની . . . | ની ધ પ મૃ | ધ . . . | ધ પ મૃ ગ | પ . . . | પ મૃ ગ રી |

૦ | ૧
મૃ . . . | મૃ ગ રી સા ||

## ૧૪.

*
૨ | ૩ | ૦ | ૧ | ૨
સા સા રી ગ | રી રી ગ મૃ | ગ ગ મૃ પ | મૃ મૃ પ ધ | પ પ ધ ની |

૩ | ૦ | ૧ | ૨ | ૩
ધ ધ ની સા | સા સા ની ધ | ની ની ધ પ | ધ ધ પ મૃ | પ પ મૃ ગ |
ટી | ટી ટી

૦ | ૧
મૃ મૃ ગ રી | ગ ગ રી સા ||

૧૫.

| *૨ | ૩ | ૦ | ૧ | ૨ |
|---|---|---|---|---|
| સા રી ગ ગ ગ | રી ગ મૂ મૂ મૂ | ગ મૂ પ પ પ | મૂ પ ધ ધ ધ | પ ધ ની ની ની |

| ૩ | ૦ | ૧ | ૨ |
|---|---|---|---|
| ધ ની સા સા સા<br>ટી ટી ટી | સા ની ધ ધ ધ<br>ટી | ની ધ પ પ પ | ધ પ મૂ મૂ મૂ |

| ૩ | ૦ | ૧ |
|---|---|---|
| પ મૂ ગ ગ ગ | મૂ ગ રી રી રી | ગ રી સા સા સા |

૧૬.

| *૨ | ૩ | ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|---|---|
| સા ની સા .<br>ખ | રી સા રી . | ગ રી ગ . | મૂ ગ મૂ . | પ મૂ પ . | ધ પ ધ . |

| ૦ | ૧ | ૨ | ૩ | ૦ | ૧ |
|---|---|---|---|---|---|
| ની ધ ની . | સા ની સા .<br>ટી ટી | સા ની સા .<br>ટી ટી | ની ધ ની . | ધ પ ધ . | પ મૂ પ . |

| ૨ | ૩ | ૦ | ૧ |
|---|---|---|---|
| મૂ ગ મૂ . | ગ રી ગ . | રી સા રી . | સા ની સા .<br>ખ |

૧૭.

| *૨ | ૩ | ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|---|---|
| સા સા ગ ગ | રી રી મૂ મૂ | ગ ગ પ પ | મૂ મૂ ધ ધ | પ પ ની ની | ધ ધ સા સા<br>ટી ટી |

| ૦ | ૧ | ૨ | ૩ | ૦ | ૧ |
|---|---|---|---|---|---|
| સા સા ધ ધ<br>ટી ટી | ની ની પ પ | ધ ધ મૂ મૂ | પ પ ગ ગ | મૂ મૂ રી રી | ગ ગ સા સા |

૧૮.

| *૨ | ૩ | ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|---|---|
| સા સા સા . | મૂ મૂ મૂ . | રી રી રી . | પ પ પ . | ગ ગ ગ . | ધ ધ ધ . |

| ૦ | ૧ | ૨ | ૩ | • | ૧ |
|---|---|---|---|---|---|
| મૃ મૃ મૃ . | ની ની ની . | પ પ પ . | સા સા સા . | સા સા સા . | પ પ પ . |
| | | | ટી ટી ટી | ટી ટી ટી | |

| ૨ | ૩ | ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|---|---|
| ની ની ની . | મૃ મૃ મૃ . | ધ ધ ધ . | ગ ગ ગ . | પ પ પ . | રી રી રી . |

| • | ૧ |
|---|---|
| મૃ મૃ મૃ . | સા સા સા . ‖ |

## ૧૯.

| * ૨ | ૩ | ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|---|---|
| સા . મૃ . | સા રી ગ મૃ | રી . પ . | રી ગ મૃ પ | ગ . ધ . | ગ મૃ પ ધ |

| • | ૧ | ૨ | ૩ | • | ૧ |
|---|---|---|---|---|---|
| મૃ . ની . | મૃ પ ધ ની | પ . ની . | પ ધ ની સા | સા . પ . | સા ની ધ પ |
| | | | ટી | ટી | ટી |

| ૨ | ૩ | ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|---|---|
| ની . મૃ . | ની ધ પ મૃ | ધ . ગ . | ધ પ મૃ ગ | પ . રી . | પ મૃ ગ રી |

| • | ૧ |
|---|---|
| મૃ . સા . | મૃ ગ રી સા ‖ |

## ૨૦.

| * ૨ | ૩ | ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|---|---|
| સા ની ની ની | સા ધ ધ ધ | સા પ પ પ | સા મૃ મૃ મૃ | સા ગ ગ ગ | સા રી રી રી |

| ૦ | ૧ | ૨ | ૩ | ૦ |
|---|---|---|---|---|
| સા . . . | સા . . . | સા રી રી રી | સા ગ ગ ગ | સા મૃ મૃ મૃ |
| | ટી | ટી | ટી | ટી |

| ૧ | ૨ | ૩ | ૦ | ૧ |
|---|---|---|---|---|
| સા પ પ પ | સા ધ ધ ધ | સા ની ની ની | સા . . . | સા . . . ‖ |
| ટી | ટી | ટી | ટી | ટી |

## ૨૧

| *૨ | ૩ | ૦ | ૧ | ૨ |
|---|---|---|---|---|
| સા . રી ગ | સા રી ગ મૃ | રી . ગ મૃ | રી ગ મૃ પ | ગ . મૃ પ |

| ૩ | ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|---|
| ગ મૃ પ ધ | મૃ . પ ધ | મૃ પ ધ ની | પ . ધ ની | પ ધ ની સા |
| | | | | ટી |

| ૦ | ૧ | ૨ | ૩ | ૦ |
|---|---|---|---|---|
| સા . ની ધ | સા ની ધ પ | ની . ધ પ | ની ધ પ મૃ | ધ . પ મૃ |
| ટી | ટી | | | |

| ૧ | ૨ | ૩ | ૦ | ૧ |
|---|---|---|---|---|
| ધ પ મૃ ગ | પ . મૃ ગ | પ મૃ ગ રી | મૃ . ગ રી | મૃ ગ રી સા ‖ |

## ૨૨

| *૨ | ૩ | ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|---|---|
| સા મૃ મૃ મૃ | સા મૃ . . | રી પ પ પ | રી પ . . | ગ ધ ધ ધ | ગ ધ . . |

| ૦ | ૧ | ૨ | ૩ | ૦ |
|---|---|---|---|---|
| મૃ ની ની ની | મૃ ની . . | મ સા સા સા | પ સા . . | સા પ પ પ |
| | | ટી ટી ટી | ટી | ટી |

| ૧ | ૨ | ૩ | ૦ | ૧ |
|---|---|---|---|---|
| સા પ . . | ની મૂ મૂ મૂ | ની મૂ . . | ધ ગ ગ ગ | ધ ગ . . |
| ટી | | | | |

| ૨ | ૩ | ૦ | ૧ |
|---|---|---|---|
| પ રી રી રી | પ રી . . | મૂ સા સા સા | મૂ સા . . |

## ૨૩.

| *૨ | ૩ | ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|---|---|
| સા . મૂ . | સા સા સા મૂ | રી . પ . | રી રી રી પ | ગ . ધ . | ગ ગ ગ ધ |

| ૦ | ૧ | ૨ | ૩ | ૦ | ૧ |
|---|---|---|---|---|---|
| મૂ . ની . | મૂ મૂ મૂ ની | પ . સા . | પ પ પ સા | સા . પ . | સા સા સા પ |
| | | ટી | ટી | ટી | ટી ટી ટી |

| ૨ | ૩ | ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|---|---|
| ની . મૂ . | ની ની ની મૂ | ધ . ગ . | ધ ધ ધ ગ | પ . રી . | પ પ પ રી |

| ૦ | ૧ |
|---|---|
| મૂ . સા . | મૂ મૂ મૂ સા |

## ૨૪.

| *૨ | ૩ | ૦ | ૧ | ૨ |
|---|---|---|---|---|
| સા રી સા સા | સા રી ગ ગ | રી ગ રી રી | રી ગ મૂ મૂ | ગ મૂ ગ ગ |

| ૩ | ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|---|
| ગ મૂ પ પ | મૂ પ મૂ મૂ | મૂ પ ધ ધ | પ ધ પ પ | પ ધ ની ની |

| ૦ | ૧ | ૨ | ૩ | ૦ |
|---|---|---|---|---|
| ધ ની ધ ધ | ધ ની સા સા | સા ની સા સા | સા ની ધ ધ | ની ધ ની ની |
| | ટી ઠી | ટી ટી ટીં | ટી | |

| ૧ | ૨ | ૩ | ० | ૧ |
|---|---|---|---|---|
| ની ધ પ પ | ધ પ ધ ધ | ધ પ મૃ મૃ | પ મૃ પ પ | પ મૃ ગ ગ |

| ૨ | ૩ | ० | ૧ |
|---|---|---|---|
| મૃ ગ મૃ મૃ | મૃ ગ રી રી | ગ રી ગ ગ | ગ રી સા સા ‖ |

૨૫.

| *૨ | ૩ | ० | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|---|---|
| સા . ગ . | રી ગ ગ . | રી . મૃ . | ગ મૃ મૃ . | ગ . પ . | મૃ પ પ . |

| ० | ૧ | ૨ | ૩ | ० | ૧ |
|---|---|---|---|---|---|
| મૃ . ધ . | પ ધ ધ . | પ . ની . | ધ ની ની . | ધ . સા . | ની સા સા . |
| | | | | ટી | ટી ટી |

| ૨ | ૩ | ० | ૧ | ૨ | ૩ | ० |
|---|---|---|---|---|---|---|
| સા . ધ . | ની ધ ધ . | ની . પ . | ધ પ પ . | ધ . મૃ . | પ મૃ મૃ . | પ . ગ . |
| ટી | | | | | | |

| ૧ | ૨ | ૩ | ० | ૧ |
|---|---|---|---|---|
| મૃ ગ ગ . | મૃ . રી . | ગ રી રી . | ગ . સા . | રી સા સા . ‖ |

ઉપલી બધી **સારીગમ** પ્રમાણે જો **બારેબાર** સુરની **સારીગમ** ચાલુ વગાડવામાં આવશે તો પાછળના ગાયનો બહુજ સેહેલથી વગડાશે. તેમજ જે જે રાગોની **આરોહી** અને **અવરોહી સારીગમો** આપવામાં આવી છે તે પણ ઉપરનીજ **સારીગમ** પ્રમાણે ચાલુ વગાડવી જેથી રાગોના સ્વરોનું કાંઇક જ્ઞાન જરૂરજ આવશે.

## ચોપડીમાં સમાયલા રાગોની સમજણ, તેમનો ગાવાનો ચોકસ ટાઈમ, અને તેમાં આવતી સ્થાઈ, અંતરા, અભોગ, અંશ, ગ્રહ, ન્યાસ, વાદી, સંવાદી, વગેરેની ટુંક સમજ આપવામાં આવી છે જેથી કાંઇક રાગોનું થોડુંક જ્ઞાન થાયે.



**સ્થાઇ**–સ્થાઇ એટલે કાંઇપણ ગાયણનો પ્રથમ ભાગ. એને કોઇ અસ્તાઈ પણ કહેછે.

**અંતરો**–કોઇપણ ગાયણની ચીજના પ્રથમ ભાગથી ઉંચો લઈ ગાવો તેને અંતરો કહેછે.

**અભોગ**–ગાયનના સ્થાઈ તથા અંતરા પછીનો જે ભાગ બરાબર વીસ્તારીને આપ્યો હોય તેને અભોગ અથવા આભોગ પણ કહેછે.

**સમ**–ગાયનનો જે ભાગ આગળ ગાનાર યા સાંભળનાર પુરૂષ હા અથવા હું કહી જોરથી માથું નમાવે છે તેને સમ કહેછે. એટલે તે ભાગ પર ગાયણ પુરૂં કરી છોડી દેવામાં આવેછે.

**આરોહ**–સા સ્વરથી તે ની સ્વર સુધી અનુક્રમે ઉપર ચઢવું તેને આરોહ કહેછે.

**અવરોહ**–ની થી અનુક્રમે સા સુધી નીચે ઉતરવું તેને અવરોહ કહેછે. અંગ્રેજીમાં આરોહને એસેન્ડ ને અવરોહને ડીસેન્ડ કહેછે.

**અંશ**–કોઇપણ રાગમાં જે સ્વરને મુખ્ય માનવામાં આવે છે અને તેની ઉપરજ રાગનો બધો આધાર રહેછે તેને અંશ સ્વર કહેવામાં આવેછે.

**ગ્રહ**–જે સ્વરથી રાગ કે ગાયનનો આરંભ કરવામાં આવેછે તેને ગ્રહ કહે છે.

**ન્યાસ**–જે સ્વર ઉપર ગાયન પુરૂ કરીને છોડી દેવામાં આવે છે એટલે જ્યાં જે સ્વર પર ગાયનનો અંત આવે છે તેને ન્યાસ કહેછે.

**વાદી**–સાત સ્વરમાંના કોઈ પણ સ્વરને લઇને તેની સાથે બીજા સ્વરો સરખાવવા હોય તો પ્રથમ આ મુખ્ય સ્વરને વાદી કહેવામાં આવે છે. જેમકે સા સ્વર લઇને તેની સાથે બીજા સ્વરો સરખાવવા છે તો પ્રથમ **સા** સ્વરને વાદી સ્વર કહેવામાં આવેછે.

**સંવાદી**–વાદી સ્વરથી ચોથો અથવા પાંચમો સ્વર આવે તો તે બન્ને સ્વરોને સંવાદી કહેવામાં આવેછે. જો આપણે વાદી સ્વર **સા** કીધો હોય તો તેનેથી ચોથો અને પાંચમો સ્વર **મ** અને **પ** બન્ને સ્વરો સંવાદી થાય. એટલે વાદી એકજ સ્વર હોયછે પણ સંવાદી બન્ને સ્વરો હોયછે. જે સ્વર સાથે તેનાથી પાંચમો સંવાદી હોય તો તેને **પંચમસંવાદી** કહેછે. અને તેનાથી ચોથો સ્વર સંવાદી હોય તો તેને **મધ્યમસંવાદી** કહેછે.

**અનુવાદી**–જેમ **સા**ની સાથે **મ** અને **પ** મુખ્ય સંબંધ ધરાવે છે તેમ તેની સાથે આરોહમાં ત્રીજો સ્વર **ગ** અને અવરોહમાં ત્રીજો સ્વર **ધ** બન્ને સાથે વગાડશું તો કાંઈ બેસુરા અથવા કાનને ખરાબ લાગે તેવા તો નહીજ લાગશે. જોકે **પ** ને **મ** જેમ સા સાથે મેલવીયે છૈયે ને જેટલા મધુર લાગે છે તેટલા તો નહીજ લાગશે. તેથી આરોહમાં ત્રીજા સ્વર ગ ને **આરોહી અનુવાદી** અને અવરોહમાં ત્રીજા સ્વર **ધ** ને **અવરોહી અનુવાદી** કહેવામાં આવેછે. જેમકે **સા** વાદી છે. તો તેનો **આરોહી અનુવાદી ગ** છે, અને **અવરોહી અનુવાદી ધ** છે.

**વિવાદી**-હવે ઉપર બતાવ્યા પ્રમાણે એક વાદી, તેના બે સંવાદી અને બે અનુવાદી સ્વરો મળી કુલ્લે પાંચ સ્વરો વધતા ઓછા પ્રમાણથી સંબંધ ધરાવેછે. આ રીતે સાત શુદ્ધ સ્વરોમાંથી પાંચ સંબંધ ધરાવતા સ્વરો ગણતાં ફક્કત બાકી બેજ સ્વરો રહેછે તેને બન્નેને વિવાદી સ્વરો કહેવામાં આવેછે. જેમકે આરોહીમાં **સા**ની એક બાજુએ **રો** ને બીજી બાજુએ અવરોહીમાં **ની** હોયછે. આ બન્ને સ્વરોને વિવાદી કહેવાનું કારણ એટલુંજ કે તેમને **સા** સ્વર સાથે એકકી વખતે વગાડવાથી કાનને ઘણુંજ બેસુરૂ અને કઢંગુ, મુદ્દલ નહી ગમે તેવું લાગેછે.

## જુદા જુદા રાગોની સમજણ.

૧. **યમન કલ્યાણ**-આ રાગ સંપુર્ણ છે. એમાં બધાં સ્વરો તીવ્ર આવેછે તેમાં કોઇ મધ્યમ બન્ને લગાડેછે. આરોહમાં **ની** ઘણોજ ઓછો લાગેછે એટલે નહી જેવો. આરોહી સા રી ગ મ પ ધ ૦ સા -અવરોહી સા ની ધ પ મ ગ રી સા. એટલે આરોહમાં **ની** બનતાં સુધી નહીજ
ટી. ટી
લગાડવો. ગાવાનો વખત પહેલી રાતનો છે. ગ્રહસ્વર **સા** અથવા **મ** છે, વાદી સ્વર :પણ **ગ** છે. સંવાદી સ્વર **ની** અને **રી મ પ ધ** અનુવાદી સ્વરો છે.

૨. **શુધ્ધ કલ્યાણ**- આ રાગ સંપુર્ણ છે. એમાં બધા સ્વરો શુધ્ધ આવે છે પણ **મ** તીવ્ર આવે છે. ગ્રહ સ્વર તથા વાદી સ્વર **ગ** છે. ગાવાનો વખત સાંજ પછીથી તે પહેલી રાત સુધીનો છે. એની સરગમ- સા રી ગ મ પ ધ ની સા- સા ની ધ પ મ ગ રી સા.
ટી ટી

૩. **ભુપ કલ્યાણ**- આ રાગને ગવૈયાઓ ભુપાલી અથવા ભુપાલી કલ્યાણ પણ કહે છે. એને **ઓડવ વક્ર સંપુર્ણ** રાગ કહે છે, કેમકે આરોહમાં પાંચ સ્વર ને અવરોહમાં સાતે સ્વર આવે છે. કોઇ એને છ સ્વરનો રાગ એટલે **ખાડવ** છે એમ માને છે. એટલે આરોહમાં **ની** ઘણોજ ઓછો, નહી જેવો લાગે છે. એની સરગમ- સા રી ગ ૦ પ ધ ૦ સા – સા ની ધ પ મ ગ રી સા. આરોહમાં **મ** અને **ની** મુદ્દલ લેવો નહી. અવરોહમાં
ટી ટી
**ની** ઘણોજ થોડો લેવાયછે. હમેશાં **મ** તીવ્રજ લેવો.

૪. **હમીર કલ્યાણ**- આ રાગને **ષાડવ વક્ર સંપુર્ણ** રાગ કહે છે. એટલે એમાં આરોહમાં છ અને અવરોહમાં સાત સ્વરો આવે છે. ગ્રહ સ્વર **ગ** અને ન્યાસ સ્વર **ધ** છે. વાદી સ્વર પણ **ધ** છે. સંવાદી સ્વર **ગ** અને અનુવાદી **રી** અને **પ** સ્વરો છે. ગાવાનો વખત પહેલી રાત પછી એટલે લગભગ આંઠ વાગ્યા પછીનો છે. એની સરગમ- સા રી ગ મ ૦ ધ ની સા- સા ની ધ પ મ્રૃ ગ રી સા. આરોહમાં **પ** વર્જ્ય એટલે મુદ્દલ નહી.
ટી ટી
**મ** બન્ને લેવાયછે. એટલે આરોહમાં મ તીવ્ર અને અવરોહમાં **મ્રૃ** શુધ્ધ લેવો. ઘણાંક ગવૈયાઓ અવરોહમાં **ની** અને **ગ** ઘણાજ ઓછા પ્રમાણમાં લગાડવાને કહે છે.
જેમ કીધાથી ગાયન વધારે મધુર અને સારૂ લાગે છે.

૫. **શામ કલ્યાણ**—આ રાગ સંપુર્ણ છે. એમાં બધા સ્વરો તીવ્ર છે અને ફક્કત **મ્રૃ** શુદ્ધ એટલે કોમળ છે. આ રાગ કલ્યાણને મળતોજ છે. પ્રધાન સ્વર **ગ** છે. એની સરગમ-સા રી ગ **મ્રૃ** પ ધ ની સા-સા ની ધ પ **મ્રૃ** ગ રી સા. ગાવાનો વખત પહેલી રાતનોજ છે.
ટી ટી

૬. **હિંદોલ**—આ રાગને **ઓઽવ** રાગ કહેવામાં આવે છે કેમકે એ પાંચ સ્વરનો બનેલો છે. એટલે એમાં **રી** અને **પ** વર્જ્ય ( બાદ ) છે. ગ્રહ સ્વર **સા** અને ન્યાસ સ્વર **ગ** છે. વાદી સ્વર મ તીવ્ર છે. એની સરગમ– સા ૦ ગ મ ૦ ધ ની સા–સા ની ધ ૦ મ ગ
ટી ટી
૦ સા. આરોહમાં **ની** ઓછો લેવાય છે. મ તીવ્ર લેવો. ગાવાનો વખત કોઇ સહવારનો અને કોઇ સંધ્યાકાળનો કહે છે.

૭. **કેદારં**—આ રાગને **ઓડવ વક્ર સંપુર્ણ** રાગ કહેવામાં આવે છે. કેમકે આ-રોહમાં પાંચ સ્વર અને અવરોહમાં સાતે સ્વરો આવે છે. ગ્રહ સ્વર મધ્યમ છે, ન્યાસ સ્વર **સા** છે. વાદી સ્વર પણ મધ્યમ છે. **સા** સંવાદી અને **પ** અનુવાદી સ્વર છે. આરોહમાં **ગ** અને **ની** વર્જ્ય ( બાદ ) છે. મ બન્ને લેવાય છે. આરોહમાં મ તીવ્ર અને અવરોહમાં **મૃ** શુદ્ધ યાને કોમળ લેવાય છે. વળી આરોહ અવરોહમાં **ગ** પણ ઓછોજ લેવો, તેમજ **ની** પણ ઓછો લેવાય તેમ સારો. કોઇ ગવૈયા આરોહમાં **રી** પણ ઘણોજ ઓછો લે છે અથવા નહી જેવો લગાડે છે. એની સરગમ–સા રી ૦ મ પ ધ ૦ સા– સા ની ધ પ મૃ ગ
ટી ટી
રી સા. ગાવાનો વખત રાતનો બીજો પોહોર.

૮. **છાયાનત**—આ રાગ સંપુર્ણ છે. પ્રધાન સ્વર **ધ** છે. ગ્રહ સ્વર **રી,** અને ન્યાસ સ્વર **પ** છે. અવરોહમાં **ગ** તથા **ની** બાદ છે. કોઇ એ રાગને **ઓડવ** પણ કહે છે તેમાં **ની** વર્જ્ય ( બાદ કરે છે ). ગાવાનો વખત રાતનો બીજા પોહોરનો છે. એની સરગમ– સા રી ગ મ પ ધ ની સા– સા નૃી ધ પ મૃ ગ રી સા. આરોહમાં બનતાં સુધી **ધ** બાદ તેમજ
ટી ટી
**પ ધ** ઘણાજ કમી લગાડવા. અવરોહમાં **પ** મુખ્ય તથા **નૃી** કોમળ લેવા. ને **ગ** બાદ કરવો.

૯. **કામોદ**—આ રાગને **ષાડવ વક્ર સંપુર્ણ** રાગ કહેવામાં આવે છે, કેમકે એમાં આરોહમાં છ અને અવરોહમાં સાતે સ્વરો આવે છે. બનતાં સુધી અવરોહમાં **ગ** ઓછો લેવાય તો સારૂ. **મ** બન્ને લેવાય છે. આરોહમાં **મ** તીવ્ર ને અવરોહમાં **મૃ** શુદ્ધ યાને કોમળ લેવો. આરોહમાં **ની** વર્જ્ય ( બાદ ) લેવો. ગ્રહ સ્વર મધ્યમ અને ન્યાસ સ્વર **ધ** છે. પ્રધાન સ્વર પણ **ધ** છે. એની સરગમ–સા રી ગ મ પ ધ ૦ સા– સા ની ધ પ મૃ ગ રી સા.
ટી ટી
ગાવાનો વખત સાંજનો એટલે રાતનો પહેલા પોહોરનો છે. કોઇ દીવસના બીજા પોહોરનો પણ કહે છે.

૧૦. **ગૌંડ સારંગ**—આ રાગ સંપુર્ણ છે. ગ્રહ સ્વર **ની** તીવ્ર છે. ન્યાસ સ્વર **ગ** છે. **મ** અને **ની** કોમળ ને તીવ્ર બન્ને લાગે છે. ગાવાનો વખત દીવસનો બીજો પોહોર એટલે અગ્યાર વાગાનો છે.

૧૧. **બીલાવલ**—આ રાગને **ઓડવ વક્ર સંપુર્ણ** રાગ કહેવામાં આવે છે. કેમકે એમાં આરોહમાં પાંચ સ્વર અને અવરોહમાં સાતે સ્વરો આવે છે. ગ્રહ સ્વર **ધ** છે. વાદી સ્વર **ગ** છે. ન્યાસ સ્વર **સા** છે. આરોહમાં **રી** ઘણોજ કમી લાગે છે. તેમજ આરોહમાં **મ** ને **ની** વર્જ્ય ( બાદ ) છે. **ની** બન્ને લેવાય છે. **ની** અવરોહમાંજ કોઇ વખતે લેવાય છે. તેમજ અવરોહમાં **ગ** પણ ઓછો લેવાય છે. એની સરગમ–સા રી ગ ૦ પ ધ ૦ સા– સા
ટી ટી

ની ધ પ મૃ ગ રી સા. ગાવાનો વખત સહવારના પોહોરનો હોય છે. ને તેથી એ રાગને કેટલાક કલ્યાણ પણ કહે છે.

૧૨. **બીહાગ**—આ રાગને પણ **ઓડવ વક્ર સંપુર્ણ** કહેવામાં આવે છે. કેમકે એમાં પણ આરોહમાં પાંચ સ્વર અને અવરોહમાં સાતે સ્વર આવે છે. ગ્રહ સ્વર ખરજનો ની છે. ન્યાસ સ્વર **સા** તથા વાદી સ્વર **પ** છે. આરોહમાં **રી** અને **ધ** બાદ છે. એની સરગમ-સા ૦ ગ મૃ પ ૦ ની સા- સા ની ધ પ મૃ ગ રી સા. એમાં **મ** તીવ્ર પણ કોઇ
ટી ટી
લગાડે છે. તેમજ કોઇ **નૃ** પણ લગાડે છે ગાવાનો વખત મધ્ય રાતનો અથવા રાતના બીજા પોહોરનો છે.

૧૩. **શંકરા**—આ રાગને **ષાડવ** રાગ કહે છે, કેમકે એ છ સ્વરનો બનેલો છે. ગ્રહ સ્વર તેમજ ન્યાસ સ્વર **સા** છે. વાદી સ્વર **સા** અને સંવાદી **પ** છે. એનો ઉઠાવ હમેશા ટીપના **સા** થી થાય છે. એની સરગમ-સા રી ગ ૦ પ ધ ની સા- સા ની ધ પ ૦ ગ રી સા.
ટી ટી
ગાવાનો વખત મધ્ય રાતનો એટલે રાતના બીજા પોહોરનો છે.

૧૪. **નટ**—આ રાગ સંપુર્ણ રાગ છે. ગ્રહ સ્વર **સા** અથવા **મ** તીવ્ર છે. ગાવાનો વખત સાંજનો દીવા વખતનો છે. એની સરગમ-સા રી ગ મ પ ધ ની સા- સા ની ધ પ
ટી ટી
મ ગ રી સા.

૧૫. **કુકુંભ**—આ રાગ સંપુર્ણ છે. એટલે એમાં સાતે સ્વર આવે છે. ગ્રહ સ્વર ધ અથવા **મૃ** છે. એની સરગમ-સા રી ગ મૃ પ ધ અને **ની** તીવ્ર તથા **નૃ** કોમળ બન્ને આવે છે. ગાવાનો વખત સહવારના દશ વાગા પછીનો છે.

૧૬. **દેશકાર**—આ રાગને **ઓડવ** કહેવામાં આવે છે કેમકે એ પાંચ સ્વરનો બનેલો છે. એમાં **મૃ** અને **ની** બન્ને બાદ છે. ગ્રહ સ્વર **સા** અને ન્યાસ સ્વર **ગ** છે. કોઇ એ રાગને **ષાડવ** એટલે છ સ્વરનો રાગ પણ કહે છે એટલે તેમાં ફક્કત **મૃ**જ બાદ રાખે છે. વલી કોઇ ગાયકો તો એ રાગને સંપુર્ણ રાગ પણ કહે છે એટલે તેમાં **મૃ** અને **ની** પણ સાથે મલીને સાતે સ્વરો લેઇને ગાય છે. ગાવાનો વખત પહેલી રાતનો હોય છે. કોઇ વલી પાછલી રાતનો પણ કહે છે. એની સરગમ-સા રી ગ ૦ પ ધ ૦ સા-સા ૦ ધ પ ૦ ગ રી સા.
ટી ટી

૧૭. **માંઢ**—આ રાગને **ષાડવ વક્ર સંપુર્ણ** કહેવામાં આવે છે. કેમકે એમાં આરોહમાં છ અને અવરોહમાં સાત સ્વરો આવે છે. આરોહમાં **રી** ઘણો ખરો બાદ છે. **ની** તીવ્ર તથા **નૃ** કોમળ પણ કોઇ વખતે લાગે છે. વાદી સ્વર **ધ** અથવા **મૃ** છે. ગ્રહ સ્વર અને ન્યાસ સ્વર એ બન્ને **સા** છે એની સરગમ-સા ૦ ગ મૃ પ ધ ની સા- સા ની ધ પ
ટી ટી
મૃ ગ રી સા. ગાવાનો વખત રાતનો બીજો પોહોર, અથવા કોઇપણ બીજે વખતે ગવાય છે.

૧૮. **દેસ**—આ રાગને **ઓડવ વક્ર સંપુર્ણ** રાગ કહેવામાં આવે છે કેમકે એમાં આરોહમાં પાંચ સ્વર અને અવરોહમાં સાત સ્વર આવે છે. વાદી સ્વર **રી** છે. ગ્રહ સ્વર **મૃ** અને ન્યાસ સ્વર **રી** છે. આરોહમાં **ગ** અને **ધ** બાદ છે. આરોહમાં **ની** તીવ્ર અને

અવરોહમાં **નૃ** કોમળ લેવો. એની સરગમ–સા રી ૦ મૃ પ ૦ ની સા– સા નૃ ધ પ મૃ ગ
ટી ટી
રી સા. ગાવાનો વખત દીવસના ત્રીજા પોહોરથી અરધી રાત સુધીનો છે.

૧૯. **સોરઠ**—આ રાગને પણ **ઓડવ વક્ર સંપુર્ણ** રાગ કહેવામાં આવે છે. કેમકે એમાં આરોહમાં પાંચ ને અવરોહમાં સાત સ્વર આવે છે. એને **સોરઠી** રાગ પણ કહેવામાં આવે છે. ગ્રહ સ્વર **સા** અથવા **નૃ** કોમળ છે. ન્યાસ સ્વર **રી** છે તેમજ વાદી સ્વર પણ **રી** જ છે. દેસ રાગમાં અને સોરઠ રાગમાં ઘણોજ થોડો ફેર છે. દેસમાં **ની** તીવ્ર અને કોમળ બન્ને આવે છે જ્યારે સોરઠમાં ફ્કકત **નૃ** કોમળજ યાને ઉતરી **ની** આવે છે. એની સરગમ–સા રી ૦ મૃ પ ૦ નૃ સા– સા ની ધ પ મૃ ગ રી સા. આરોહમાં **ગ** ને **ધ** બાદ છે.
ટી ટી
ગાવાનો વખત દીવસનો ત્રીજો પોહોર અથવા પેહલી રાતનો છે.

૨૦. **ખમાચ**—આ રાગને **ષાડવ વક્ર સંપુર્ણ** રાગ કહેવામાં આવે છે. કેમકે એમાં આરોહમાં છ સ્વર અને અવરોહમાં સાતે સ્વરો આવે છે. એને કોઇ ગવૈયાઓ **ખંભાવતી** પણ કહે છે. ગ્રહ અને પ્રધાન સ્વર **ગ** છે. ન્યાસ સ્વર **ધ** છે. કોઇ **ગ** ને પણ ન્યાસ સ્વર કહે છે. કોઇ ખમાચને **ઓડવ** રાગ પણ કહે છે તેમાં **પ** બાદ છે. આરોહમાં **રી** બાદ છે. એની સરગમ–સા ૦ ગ મૃ પ ધ ની સા– સા નૃ ધ પ મૃ ગ રી સા.
ટી
આરોહમાં **ની** તીવ્ર અને અવરોહમાં **નૃ** કોમળ લેવો. આરોહમાં **પ** ને બહુજ ઓછો લેવો જેથી રાગ વધારે સારો લાગે છે. ગાવાનો વખત રાતનો બીજો પોહોર એટલે આશરે એક વાગ્યાનો છે.

૨૧. **ગૌંડ મલ્હાર**—આ રાગને **ઓડવ વક્ર સંપુર્ણ** રાગ કહેવામાં આવે છે, કેમકે એમાં આરોહમાં પાંચ સ્વર અને અવરોહમાં સાતે સ્વર આવે છે. ગ્રહ સ્વર **ગ** છે. **નૃ** કોમળ ન્યાસ સ્વર છે. આ રાગ ગૌંડ સારંગ અને મલ્હારનો મીશ્ર છે. આરોહમાં **ગ** અને **ની** બાદ છે. કોઇજ વખતે **ગ** જરાક લાગે છે પણ **ની** તો લાગતોજ નથી. એની સરગમ–સા રી ૦ મૃ પ ધ ૦ સા– સા ની ધ પ મૃ ગ રી સા. **નૃ** કોમળ પણ કોઇ વખતે
ટી ટી
અવરોહમાં લાગે છે. ગાવાનો વખત વર્ષારતુનો છે.

૨૨. **જયજયવંતી**—આ રાગ સંપુર્ણ છે. ગ્રહ સ્વર **રી** અને ન્યાસ સ્વર પણ **રી** જ છે. વાદી સ્વર **રી** અને સંવાદી **ધ** છે. આરોહમાં **પ** બાદ છે. એમાં **ગ** તીવ્ર અને **ગૃ** કોમળ તેમજ **ની** તીવ્ર અને **નૃ** કોમળ એ પ્રમાણે બન્ને **ગ** અને **ની** લાગે છે. આરોહમાં **ગ** અને **ની** શુધ્ધ એટલે તીવ્ર અને અવરોહમાં બન્ને **ગૃ** ને **મૃ** કોમળ લાગે છે. ગાવાનો વખત કોઇ પાછલી રાતનો કહે છે તો કોઇ દીવસે ત્રીજા પોહોરમાં એટલે લગભગ સાંજનો કહે છે.

૨૩. **ઝીંઝોટી**—આ રાગ સંપુર્ણ છે. આરોહમાં **ની** શુધ્ધ એટલે તીવ્ર અને અવરોહમાં **નૃ** કોમળ લેવાયછે. કોઇ વખતે **મ** તીવ્ર પણ લગાડેછે. એની સરગમ–સા રી ગ મૃ પ ધૃ ની સા–સા
ટી ટી
નૃ ધૃ પ મૃ ગ રી સા. કોઇ **ધ** તીવ્ર પણ વાપરેછે. ગ્રહ સ્વર **સા** અને ન્યાસ સ્વર **સા** અથવા ખરજનો **ની** હોયછે. વાદી સ્વર **ગ** અને સંવાદી સ્વર પણ ખરજનો **ની** હોયછે. ગાવાનો વખત સાંજથી રાતના પેહલા પોહોર સુધીનો છે.

૨૪. **તીલંગ**—આ રાગને **ઓડવ** એટલે પાંચ સ્વરનો રાગ કહેવામાં આવેછે. એને કોઈ **તીલક** રાગ પણ કહેછે. ગ્રહસ્વર **સા** અને ન્યાસ સ્વર **ગ** છે. વાદીસ્વર **ગ** અને સંવાદી **નીૃ** છે. રી અને ધ બાદ છે. આરોહમાં **ની** શુધ્ધ એટલે તીવ્ર અને અવરોહમાં **નીૃ** કોમળ યાને ઉતરી આવેછે. એની સરગમ—સા ૦ ગ **મૃ** પ ૦ ની સા - સા **નીૃ** ૦ પ **મૃ** ગ
ટી ટી
૦ સા. ગાવાનો વખત રાતના બીજો પોહોર છે. કોઇ વલી દીવસનો બીજો પોહોર પણ કહેછે.

૨૫. **તીલક કામોદ**—આ રાગ સંપુર્ણછે. પણ ઘણા એક રાગોના મીશ્રથી બનેલોછે. ગ્રહસ્વર ખરજનો **પ** અને ન્યાસ સ્વર ખરજનો **ની** છે. વાદી સ્વર **સા** અને સંવાદી સ્વર **પ** છે. આરોહમાં **ગ** અને ધ બાદ છે. અવરોહમાં **રી** પણ બાદ છે. પણ જો લાગતો હોય તો ઘણોજ કમી લગાડવો. **ની** બન્ને લાગેછે. આરોહમાં **ની** તીવ્ર અને અવરોહમાં **નીૃ** કોમળ લગાડવો. એની સરગમ—સા રી ૦ **મૃ** પ ૦ ની સા - સા **નીૃ** ધ **પ મૃ** ગ ૦ સા. ગાવાનો વખત રાતનો
ટી ટી
બીજો પોહોર એટલે આઠ વાગ્યા પછીનો છે.

૨૬. **શુકલ બીલાવલ**—આ રાગને **સુર પરદા બીલાવલ** પણ કહેછે. એ રાગ સંપુર્ણ છે. એમાં બધા સ્વરો શુધ્ધ આવે છે પણ **નીૃ** કોમળ અવરોહમાં લેવાયછે. એની સરગમ —સા રી ગ **મૃ** પ ધ ની સા - સા **નીૃ** ધ પ **મૃ** ગ રી સા. ગાવાનો વખત દીવસના દશ વાગાનો છે.
ટી ટી

૨૭. **કાફી**—આ રાગ સંપુર્ણ છે, કેમકે એમાં સાતે સ્વરો આવેછે. ગ્રહ સ્વર **ની** અને ન્યાસ સ્વર **ગ** અથવા **પ** છે. વાદી સ્વર **પ** છે અને સંવાદી **ગૃ** અથવા **રી** હોયછે. એમાં ગ અથવા **રી** હોય છે. એમાં **ગૃ** અને **નીૃ** કોમળ આવેછે. એના સરગમ—સા રી **ગૃ મૃ** પ ધ **નીૃ** સા - સા **નીૃ** ધ પ **મૃ ગૃ** રી સા. કોઇજ વખતે આરોહમાં **ની** શુધ્ધ એટલે તીવ્ર લાગે છે.
ટી ટી
ગાવાનો વખત સાંજથી તે મધ્ય રાત સુધી. અથવા ગમે તે વખતે આ રાગ ગવાયછે.

૨૮. **સિંદુરા**—આ રાગને કોઇ **સિંધુરીયા, સિંધવી, રાયસો** અથવા **સિંધુડો** પણ કહેછે. એ રાગ સંપુર્ણ છે. ગ્રહ સ્વર ધ અથવા **મૃ** છે. **સા** વાદી સ્વર છે તેમજ **સા** ન્યાસ સ્વર પણ છે. એમાં **ગૃ** કોમળ તેમજ **ની** તીવ્ર તથા **નીૃ** કોમળ બન્ને આવે છે. આરોહમાં **ની** તીવ્ર અને અવરોહમાં **નીૃ** કોમળ લેવાયછે. એની સરગમ—સા રી **ગૃ મૃ** પ ધ ની સા - સા **નીૃ** ધ પ **મૃ ગૃ** રી સા. ગાવાનો વખત સાંજનો છે.
ટી ટી

૨૯. **ધાની**—આ રાગને **ઓડવ** એટલે પાંચ સ્વરનો રાગ કહેછે. ગ્રહસ્વર **સા** અને ન્યાસ સ્વર **ગૃ** કોમળ છે. વાદી સ્વર **ગૃ** કોમળ અને સંવાદી **નીૃ** કોમળ છે. એમાં **રી** અને ધ બાદ છે. ગૃ અને **નીૃ** કોમળ છે. એમાં **નીૃ** વારંવાર આવેછે. તેમજ **સા મૃ પ** સ્વરો બનતા સુધી થોડોજ લેવાયછે. એની સરગમ—સા ૦ **ગૃ મૃ** પ ૦ **નીૃ** સા - સા **નીૃ** ૦ પ **મૃ ગૃ** ૦ સા.
ટી ટી
ગાવાનો વખત રાતનો બીજો પોહોર એટલે આંઠ વાગ્યા પછી.

૩૦. **બહાર**—આ રાગને **ઓડવ વક્ર સંપુર્ણ** રાગ કહેછે, કેમકે એમાં આરોહમાં પાંચ સ્વર અને અવરોહમાં સાતે સ્વર આવે છે. આરોહમાં **રી** અને **પ** બાદ છે. ગૃ અને **નીૃ** કોમળજ લેવાયછે. કોઈક વખતે અવરોહમાંજ **ની** શુધ્ધ એટલે તીવ્ર લેવાયછે. ગ્રહ સ્વર **નીૃ** કોમળ અને ન્યાસ સ્વર **સા** છે. વાદી સ્વર **નીૃ** કોમળ અને સંવાદી **મૃ** કોમળ છે. એની સરગમ—સા ૦ **ગૃ મૃ** ૦ **ધ નીૃ** સા - **સા નીૃ** ધ પ **મૃ ગૃ** રી સા. અવરોહમાં બનતાં
ટી ટી
સુધી **ધ** કમી લેવાય છે. ગાવાનો વખત વસંત રૂતુમાં અથવા રાતનો ત્રીજો પોહોર હોયછે.

